# Donkey for Sale.

યાને

# ડંકેમશાન પર રફીસ

લખનાર:—

કે { કોબાદ હીરજીભાઇ
ખશરૂ એનજીન્યર.

# એક મીનીટ, પ્લીઝ.

શુક્ર તે બારે હુકતાલાના કે જેની મહેર અને બક્ષેસથી મારી કાયનાત મુજબ લખાયલુ આ મારૂ નાનકડુ પુસ્તક, કઇક મહીનાઓની ઉમેદ પછી આજના બખ્તાવર દીને વાંચનાર આલમ સનમુખ પહેલ વહેલીજ વાર રજુ કરવા શામર્થવાન થયો છુ અને આશા રાખુ છુ કે આજના જમાનાની એક કમાલ એબ મુજબ કોઇ પણ પ્રકારના ટીકા યા પીઠ પાછલ કઇ પણ જાતની નાલેસી વગર વંચાતુ રહેશે. અને ચંદરોજમાં આ અદના લેખક તરફથી પ્રગટ થતાં બીજા અનેક પુસ્તકો વધુ ઉમેદથી વંચાતાં રહી ઘટતુ ઉત્તેજન મલશે.

રતન મેનશાન, ફોરજેટ સ્ટ્રીટ.
તા. ૮ મી સપટેમ્બર ૧૯૨૮.

કે { કોબાદ
ખશરૂ } હી. એનજીન્યર.

# સાંકલ્યુ.







"Donkey for Sale યાને રેકલેમેશન પર રકાસ."

# પ્રકરણ ૧ લુ.

## ઓળખ.

વાંકા મોહોલ્લા મધે આવેલી સીન્ધી ગલીમાં ચાનજીભાઈ ચલ્લા નામે એક ધનાઢય શેઠયા રહેતા હતા. એવન અક્કલગરોના પ્રખ્યાત વેપારી હતા અને દાઢયે દાઢયે પોતાની અક્કલ વેચી વેપારીઓમાં સારી નામના મેળવી હતી. બેહેરાં—મુગાંની આસરે સાડા ત્રણ માણસની ગંજાવર ફોજ એમના હાથ હેઠલ કામ કરતી હતી. એવને રડતીના આંસુ નુછી વેપારમાં મબલખ દોલત જમા કરી હતી, પણ અફસોસ! જેનુ નામ પૈસો.

પૈસો, એજ તકોબરીની નીશાની છે,
પૈસો, એજ આબરૂની ધ્યાની છે.
પૈસો, એજ માનવીની જીંદગાની છે,
પૈસામાંજ અંતે માનવીની ધુળધાની છે.

પૈસાની ગરમીથી આપણી વાર્તાના મુખી ચાનજીભાઈ ચલ્લા ઉર્ફે ચક્કર બહુજ તુમાખી થયા અને ખુદાઈ ખ્યાલ ભુલી જઈ પોતાનેજ ખુદા મનાવવા લાગ્યા. પોતાના પૈસાના જોરે આખુ મુંબઈ એક તોપને ગોળે ઉડારવાનો એવન ધખારો રાખતા હતા. રફતે રફતે ગરીબોને દુ:ખી કરવાની લગામ પણ તેવને હાથ ધરી, પણ અફસોસ! તેમણે કયાં ખબર હતી કે આ જગમાં,

શુ અમીર કે શુ ફકીર, નથી એકમેકથી જુદા,
કારણ સર્વને પેદા કરનાર એક, તે મહાજ્ઞાની ખુદા.

જ્યારથી એવને ગરીબોને દુ:ખી કરવાની લગામ હાથ ધરી ત્યારથી એમનુ નસીબનુ ચક્કર વાવીજોડાં સાથ ફુફારા મારતુ

સાતમે આસમાનથી ગબડી હાથ્થીની સુંઢમાં પેવશ થયું. એવ-નને એક રાત્રે એક ભયંકર સ્વપનુ આવ્યુ તેમાં તેવને એક બે બચ્ચરની ગાડી પોતાના ઘેર આગલ આવીને ઉભેલી જોઈ જેમાથી એક લાંબી દાહારીવાલો માણસ સાધુના પોશાકમાં સજ થઇ ગાડીમાંથી ઉતરી સીધ્ધો ચાનજીભાઈના સુવાના ઓરડામાં ગયો અને થોડાંક મંત્રો ભણી પોતાના હાથમાની દાણાની હરદી ચાનજીભાઇના આંગ પર ફેંકી તુરત ગુમ થયો. આ ભેદી આકાર જોઇ ચાનજીભાઈ ચક્ષો ઉરફે ચાનજીભાઈ ચક્કર એકદમ ચોંકી ઉઠયા અને એક ભૂખ્યાં વરૂ મીશાલ ધોલ્યાપરથી બે કદમ દુર જબરજસ્ત કુદકો મારી, હાથમાં હીંમતથી બુટારાની સલી લઈ ઉપલા આકારની શોધમાં આખા ઘેરમાં ફર્યા પણ એવો કશો આકાર તેમને હાથ લાગ્યો નહિં. આખરે તેવન નીરાશ થઈ ફરી બીછાને ગયા પણ એવનને ઉંઘ આવે શાની ? એવનનુ આખુ આંગ વેલાતી એડયાં મીશાલ પમરતુ હોવાથી એમના ધોલ્યા-પરના સઘળા માંકડ એવન પર મોહી પડયા અને એવનના આખા બદનપર ફરી વલ્યા. ચાનજીભાઈ તો બાપડા ધવડતા ધવડતા અરધા રડવા જેવા થઈ ગયા અને શુ કરવુ તેનો વિચાર કરવા લાગ્યા. છેવટે તેવને કાટોલ પાઉડર પોતાના આંગપર છાંટયો અને બીછાનાપર એમથી તેમ ઉલગબરડી ખાવા લાગ્યા. સવાર થતાં ઉપલા સ્વપનાનો સાર જાણવા એવને વીચાર કર્યો, પણ અફસોસ! સહુવાર પડે તે અગાઉ એવનના નેક ધણ્યાની જેવન કેટલાંક વરસો થયાં હાર્ટ-ડીઝીઝથી પીડાતાં હતાં તેવણ આ સ્વપનાનો ભોગ થઈ પડયાં અને કમનસીબે પોતાના ભુજેલા ભરથારનો ચોખ્ખ ખુશાલ ચહેરો પણ જોવા પામ્યાં નહિ. એમણા અચબુચ મરણથી આપણા ગરીબ પણ મુજી ચાનજીભાઇને જબુન ખોટ ગઇ જે માટે આપણી સર્વેની તેમની તરફ દીલસોજી છે. એમના મરનાર ધણ્યાનીના સબને સચકયા બાદ, આ જગતમાં એકલ

દોકલ રહી ગયલા આપણા ચાનજીભાઇએ પોતાના બુલંદ અવાજે નીચે પ્રમાણે શાહાનામુ ચાલુ કર્યું.

એ મારી ધણ્યાની, તુ કયાં જાયછ ચાલી,
શુ ખુદાની દરબારમાં, તુજની જગ્યા છે ખાલી.
હવે કેમ રહીશ હુ એકપલ, તુજ અભાગણી વગર,
અપઘાત કરવા હોમાવશ, બંધ કુવામાં મુજ સર.

ચાનજીભાઇએ જેવું ઉપલુ શાહાનામુ ખલાસ કર્યું કે તુરતજ એમની પાછલની દીવાલ એક તોપના ધડાકા સાથ ફાટી અને સઘળાઓની અજાયબી વચ્ચે ઉપલોજ આકાર સડસડાત નીચે ઉતરયો અને બહાર નીકલી ચાનજીભાઈ તરફ ઘસી જઈ બોલ્યો કે,

એ તુમાખીના સરદાર, તુ ચાનજીભાઈ ચક્કર,
આ સબપર નાહાક રડી, ના બન તુ ખચ્ચર.
ધનના ઢગલા પર, તુ થયોછ ખુશી,
ગરીબોના લોહી, તેં લીધાંછ ચુશી.
માટે માગ તુ માફી, પઢી પવીત્ર કલામ,
ચેતાવી તને કરૂછ, આ છેલ્લી સલામ.

ઉપલુ બોલી ઉપલો આકાર ફરી દીવાલમાં ગયો અને એક વધુ તોપના ધડાકા સાથ દીવાલ ફરી બંધ થઈ.



# પ્રકરણ ૨ જુ.

## ચાનજીભાઇ ભેંસના તબેલામાં

ચાનજીભાઇના ધણયાનીના મરણને એક વરસ પસાર થયુ પણ ચાનજીભાઇને જીવને જરા પણ રાહાત મલી નહિ. થોડા વખતમાં એમના કારખાનામાં ગંજાવર હડતાલ પડી જેના પરીણામે એવનના અક્કલના ભાવ એક ઉંચા પહાડપરથી નીચે ખીનમાં ગબડી પડયા. એક ગમથી ધણયાનીનુ મરણ અને બીજી ગમથી વેપારનુ દફન એમ આફતપર ઉપરાસાપરી ઈંડાં પડવાથી એવનનુ માખણયા પાપરી જેવુ મગજ સોહરઈ સુકઇને કોઆ પાલીસ થઈ ગયુ, અને ગોયા દીવાના થયા. એવી રીતે પડતી પર પચાસ એવનથી સહન નહિ થઈ શકવાથી એક દીવસ એવન ઘેરમાંથી એકાએક ગુમ થયા. એવનના એકાએક ગુમ થઈ જવાથી એવનના ઘેરના માણસો ગભરાઈ ગયાં અને તેમનો પત્તો મેળવવા કોઈ મરીનલાઇન્સ મસાનખાનામાં તો કોઈ ડુંગરવાડી નસાખાનામાં દોડી જઈ એવનની શોધ ખોલ કરવા માંડી પણ કશો પત્તો મલ્યો નહિ. આખરે સઘળાંઓની ભારે અજાયબી વચ્ચે માલમ પડયુ કે એવન બેહેસ્તી તો એવનના ઘેરની બાજુમાં આવેલા ભેંસના તબેલામાં બેસી નીચી મુડીએ પોતાની બાયોગ્રાફી ( જીંદગીનો હેવાલ. ) સ્ટડી કરતા હતા. એવન સ્ટડીમાં એટલા તો લીન થયા હતા કે ગાયઢોરો એમને શીંગડાં મારીને જતાં તોપણ એ બંદા પોતાના પેટનુ પાણી હીલવી ઉપર જોવાની જરાપણ તકલીફ લેતા નહિ. સ્ટડી દરમ્યાન એવનને ફરી પરણવાનો વીચાર આવ્યો અને નીચે પ્રમાણે એક બોર્ડ ચીતરી તબેલાના દરવાજા પર ટાંગવાને બદલે હરખમાંને હરખમાં બાજુમાં ઉભેલી ભેંસના શીંગડાં પર ટાંગ્યુ.

## "જોઇએ છે."

કરાકરી બીસકોટ જેવી નાજુક અને વનવાગલાં જેવી બદસુરત અ(બલા). પત્ર વહેવાર પોસ્ટ કારડ પર તદન ખાનગી કરવામાં આવશે. ઉમેહવારોએ નીચે સહ્રી કરનારને, એક અફસોસની ઉંડી હાય ખેંચી આવતી અમાસને દીને વીકટોર્યા ગારડનમાં દાબા હાથપરના વાંદરાના પીજરાંમાં થાણાની ઝાડ સાથે તાકીદ મલવુ.

લી. ધનના ઢગલાથી ઘસેલો,

ચાનજીભાઇ ચક્ષા ઉરફે ચકકર.

રસ્તાપર ચાલનાં જે લોકની નજર ઉપલાં બાર્ડપર પડતી તેઓ સઘળાં તે વાંચી બહુ હસ્તાં. અમનો એક અતલગનો ખેશી નામે દાદી ઢભ્ભુ જે ત્યાથી પસાર થતો હતો તે ઉપલુ બાર્ડ વાંચી તુરત ઉભો રહી ગયો. દાદી ઢભ્ભુ એક હેન્ડસમ બ્લેક ગાર્ડ હતો અને ચાનજીભાઈ જેવાં ઘસેલાં માણસોને બનાવી પોતાની મતલબ સાંધતો હતો દાદી એક શુધ વેજીટેરયન હતો અને માસ ફેંકી દઈ ફક્ત હાડકાંજ ચાંઉ કરતો. ઉપલુ બાર્ડ વાંચી દાદી ચાનજીભાઈ આગલ ગયો અને તેમના બરડાપર જોરથી ધમેલો લઈ બોલ્યો કે,

કેમ છો બા ચાનજીભાઇ, શુ કરોછો તમ વિચાર,<br>
ઉંમર થઇ છે તમારી, સાહાઠ પર બસ ચાર.<br>
ફોકટ પછાડા છોડી દઇ, કરો યાદ તે કીરતાર,<br>
કહયુ મુજનુ ન કરશો તો બુરો છે તમ અવતાર.

દાદીનુ ઉપલુ બોલવુ સાંભલી ચાનજીભાઇ તો એક ગાજર સમાન રાતા પીલા થઇ ગયા અને દાદી તરફ જોઇ બોલ્યા કે,

સમજ ઓ દીકરા દાદી, તુ છે હજી નાદાન,
જમાનો છે કલયુગનો, તેનુ નથી તને કઇ ભાન.
આજ કાલની દુકતીઓ, બસ થાય છ પૈસાપર કુરબાન,
"ઘરડા ઘુવડ" પણવા કાજ, ખોહેછ આબરૂ—માન.

વધુ વાતચીત પછી ચાનજીભાઇએ ફરી પરણવાનો પોતાનો નક્કી વિચાર દાદી આગલ જાહેર કર્યો અને એમને માટે કોઇ બહરી શોધી લાવવા દાદીને જણાવ્યુ. આ તક જોઇ ચાનજીભાઇનુ પુરેપુરૂ કાતલુ કહારવાનો દાદીએ નક્કી વિચાર કર્યો અને બીજે દીને સાંજે બરોબર પાંચ વાગે ચાનજીભાઇને રેકલેમેશન પર આવવા જણાવી ત્યાંથી વીદાય થયો.



# પ્રકરણ ૩ જુ.

## રેકલેમેશન પર રકાસ.

બીજે દીને સાંજે ચાનજીભાઇ, ચારલી ચેપલીનના પોશાકમાં સજ થઇ ભપકામાં એક ગાડી બોલાવી પોતે અંદર બેસવાને બદલે પોતાની લાકડી અંદર મુકી પોતે ગાડીવાલા પાસે કોચ-બોક્ષ પર ચહડી બેઠા, અને ગાડીવાલાને રેકલેમેશન હાંકવા જણાવ્યુ. ગાડીવાલાએ તેમને અંદર બેસવાને વિનંતિ કરી પણ ચાનજીભાઇ તો ચાબક વડે તેને મારવા ધસ્યા. ચાનજીભાઇને કાતર્યું ગેપ સમજી ગાડીવાલાએ ગુપચુપ પોતાની ગાડી હાંકવા માંડી. રેકલેમેશન પર ગાડી આવી પુગતાં ચાનજીભાઇ કોચબોક્ષ પરથી નીચે ઉતર્યા અને પોતાની લાકડીને બદલે હરખમાંને હરખમાં ગાડીવાલાનો ચાબકો લઇ ચાલવા માંડ્યુ. આથી ગાડીવાલો એક પીજરાંમાથી છુટેલો પોપટ મીશાલ તેમની પાછલ દોડયો અને ભાઇ બાપા કરી પોતાનો ચાબકો લઇ લીધો. પછી ચાનજીભાઇ ઉરફે ચારલી ચેપલીનના સગા ભાઇ એક ખાલી બાજત પર ગોઠવઇ બેઠા. થોડી વાર રહી દાદી, "મીસ દીનુ ડ્રાઇવર" નામ ધારણ કરી પોતાના દોસ્ત લવજી લફંગા સાથે બઇરીના પોશાકમાં સજ થઇ ત્યાં આવી પુગો, અને ચાનજીભાઇ આગલ જવા પોતાના દોસ્ત લવજીને પહેલાં આગલ કર્યો. લવજી, ચાનજીભાઈ આગલ ગયો અને પોતાને દાદીનો દોસ્ત તરીકે ઓલ-ખાવી દાદી આજ અચાનક શીક પડી જવાથી આવી શકયો નથી તે માટે દલગીરી દર્શાવી આ ડુપ્લીકેટ દીનુ ડ્રાઇવર સાથ તેમને ઓલખાન કરાવી. ચાનજીભાઇ તો આ બરફીના ચોસલાં જેવુ ખુબસુરત બઇરૂ જોઇ થોડા થોડા થઇ ગયા અને એક તુર્યાની માફક વાંકા વળી પોતાની નવી મોહોરદારને આવકાર આપી પોતાની બાજુમાં બાજત પર બેસવા કહયુ. બંને જણા બાજત

પર ગોઠવાયા બાદ ચાનજીભાઇએ પોતા સાથ લગન કરવા આ ડુપ્લીકેટ દીનુને સમજાવ્યુ. ડુપ્લીકેટ દીનુએ ચાનજીભાઇની માંગણી સ્વીકારી જેણા પરીણામમાં ચાનજીભાઇ ચશ્રા ઉરફે ચાનજીભાઇ ચક્કર ગોયા દીવાના થયા અને જાણે હાફુસ પાયરી ચુસ્તા હોય તેમ આ નવી મોહોરદારને કીસીઓ કરવા લાગ્યા. પોતાની સાથે લાવેલો ગજરો તુરો લાવવા દાદીએ પોતાના દોસ્ત લવજીને ઇશારત કરી. દાદીના હાથમાં ગજરો જોઇ ચાનજીભાઇએ પોતાના ગજવામાંથી રૂમાલ કહાડી પોતાનુ પસીનાનુ મોંહ નુછયુ અને પછી તેજ રૂમાલે દાદીનુ મોંહ નુછવા ગયા પણ દાદીએ સમયસુચકતા વાપડી પોતાના મોંહ ફેરવી નાખ્યુ. દાદીએ ગજરો લીધો અને ચાનજીભાઇને પકકો ગધેડો બનેલો જોઇ પોતાના ઘેરથી બનાવી લાવેલો "Donkey for Sale" નુ બોર્ડ ચાનજીભાઇના ગલાંમાં ગજરા સાથ પેહેરાવી દીધુ. ત્યાર બાદ ચાનજીભાઇએ ફરી હાફુસ પાયરી ચુસ્વા માંડી અને પછી ડુપ્લીકેટ ડારલીંગ સાથ બગલમાં હાથ લઇ એમથી તેમ વૉક લેવા નીકલ્યા. વૉક દરમ્યાન જેઓની નજર ચાનજીભાઇના ગળામાં ઓલવેલા બોર્ડપર પડતી તેઓ ખુબ હસ્તા. તેઓને હસ્તાં જોઇ ચાનજીભાઇ એમજ સમજતા હતા કે તેઓ તેમને આ શુભ હીલચાલ માટે મુબારકબાદી ઇચ્છતા હશે તેથી તેવન પણ હસ્તે ચેહેરે તેઓને નમીને સલામ કરતા. ઉપલુ બોર્ડ પહેરી ચાનજીભાઇ પોતાની ડુપ્લીકેટ દીનુ ડારલીંગ સાથે રેકલેમેશન પર હસ્તે ચહેરે વૉક લેવા લાગ્યા. વૉક દરમ્યાન જોશભેર પવન ફુંકાયો અને તેના પરીણામમાં દાદીના માથાપરનો સાડીનો છેડો નીકલી ગયો અને માથાપરની વીગ રસ્તાપર ઉછલી પડી. દાદીને ખુલ્લો જાહેર થયલો જોઇ ચાનજીભાઇના છાતીના પાત્યાં એકદમ બેસી ગયાં અને પોતાની બાજુમાં ઉભેલાંઓના ટેકાથી જમીનપર બેસી જઇ નીચે પ્રમાણે હાલરડુ ગાવા લાગ્યા.

## પ્રકરણ ૪ થુ.

### " ડુપ્લીકેટ દીનુ ડારલીંગ પાછલ દીવાના બનેલા ચાનજીભાઇ ચક્કરનો વીલાપ."

( રાહ: જીજુ, ઓ જીજુ.)

ઓ, હાય દીનુ, ઓ હાય દીનુ, મુજ ખીલતુ, સેનટેડ ફુલ,
કીધો તેં—મુજનો રે—હમ્બો ગુલ.

અંધકારમા અજમાવી મેં પ્યારની કસોટી,
ઉજાસમાં દીઠી નો કાચની લખોટી,
ભોગ લાગા મારા કે કીધી તુજ દોસ્તી.
સજ્જડ ગયો હુ ફસી.

ઓ છોકરીના વેશમાં તુ છોકરો દાદી.
કાંય મુજ છાતીપર તેં મુકી લાદી.
હતો હુ કરનાર તુજ સાથ શાદી.
આશા થઇ છે બરબાદ.

ઉપલો રકાસ પછી ચાનજીભાઇ ચક્કા ઉર્ફે ચાનજીભાઇ ચક્કરે ફરી પરણવાનો વીચાર માંડી વાલ્યો.



# આ ચોપડી.

નીચલે ઠેકાણેથી વેચાતી

મલશે.

# દારબશા બ્રધર્સ.

કામાબાગ સુખડની દુકાન.

ન્યુ ચરનીરોડ મુંબઇ.

તથા

હોરમસજી એન્ડ સન્સ.

અહી મેનશાન.

ગોવાલ્યા ટેંક.

